ॐ

# શ્રીકૃષ્ણપ્રભુ

( એક આના સીરીઝ )



વિશ્વજ્યોતિકાર્યાલય

અડાજણ-સુરત

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૬૦૩૪



પ્રસિદ્ધ કર્તા:

**પ્રભુશંકર નરભેરામ વ્યાસ.**

પ્રગતિમંદિર અડાજણ-સુરત.

છાપનાર:

**નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.**

'શંકર' પ્રીન્ટીંગ પ્રેસ, ચૌટાના પુલપર-સુરત.



ॐ

# શ્રીકૃષ્ણ પ્રભુ.

કેટલીક ધર્મ વિમુખ અને વિચારમૂઢ વ્યક્તિઓ શ્રીકૃષ્ણ પ્રભુની કેટલીક લીલાઓને, ગોપીઓ સાથેની રાસ ક્રીડાને તથા બંસીના વિહારને પોતાની વ્યભિચાર ભરેલી દૃષ્ટિથી જોઇ તે વિષે યદ્દવાતદ્દવા બકી , ભગવાન કૃષ્ણ પરમાત્માને હલકા પાડવાની પ્રવૃત્તિઓ કરે છે તેથી આ ખુલાસો લખવાની જરૂર લાગી છે.

આ જગદ્વંદ્યા પુરૂષોત્તમ સાધારણ મનુષ્ય નહોતા. એમના અવતાર પરત્વે એમ કહેવાયું છે કે ભગવાનના બીજા જે અવતારો થએલા તેમાં ભગવાનનો અંશ હતો પરંતુ શ્રીકૃષ્ણના અવતારમાં તો ભગવાન (વિષ્ણુ) સ્વયં અવતરેલા

હતા. છતાં પણ એમને સાધારણ મનુષ્ય જેવા કોઇ લેખે તો પણ મનુષ્ય તરીકે પણ એમને આખા વિશ્વે દૈવી વ્યકિત ગણી વંદનીય–અર્ચનીય –માન્યા છે. પૃથ્વીભરમાં એમના જેવો મહાનુભાવ થયો નથી એ વાત નિર્વિવાદ અને કેવળ સત્ય છે ગૃહસ્થ જીવનમાં રહીને પણ એમણે અદ્દભુત ત્યાગ બતાવ્યો છે. રજોગુણી જણાયા છતાં એમણે સાત્વિકભાવને જરા પણ દૂર થવા દીધો નથી. ગીતાના ઉપદેશ વડે એમણે પોતાની અલૌકિક બુદ્ધિ અને જ્ઞાનનું જગતને માપ દેખાડયું છે. હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! ઇત્યાદિ સંબોધ· નોથી એમને વારંવાર બોલાવનાર અરજુનને પણ એમનું વિરાટ સ્વરૂપ જોયા પછી એમ કહેવું જ પડયું છે કે "ત્રિલોકમાં આપના જેવો પ્રભાવ-શાળી બીજો કોઇ નજરે પડયો નથી, તો આપથી અધિક તો કયાંથી હોય ?" મહાભારત પણ કહે છે કે "જયાં કૃષ્ણ હોય ત્યાંજ ધર્મ હોય અને

જ્યાં ધર્મ હોય ત્યાં જ જય હોય." એ તો નિર્ગુણ બ્રહ્મ સગુણરૂપે અવતરેલા હતા. એ ઘનશ્યામ મૂર્તિના જીવનનું રહસ્ય પુરેપુરૂં સમજવું બહુ કઠણ છે. માટે વગર સમજે ચર્ચા અને નિંદા ન કરતાં એ નર શ્રેષ્ઠ પુરૂષોત્તમને અનેકવાર નમસ્કાર કરવા એજ અતિ ઉચિત છે.

શ્રીકૃષ્ણ એટલે સર્વ વાસનાઓ અને વિકારોનો નાશ કરનાર. ભગવાન એટલે જેનામાં સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ શ્રી વૈરાગ્ય અને જ્ઞાન નિરંતર રહે છે તે.

શ્રીકૃષ્ણ નામવાળા માનવદેહમાં રહીને એમણે લોક વેદાતિત અને લોકવેદ પ્રતીત એવાં બે સ્વરૂપ દાખવ્યાં છે. રાસાદિ લીલા પહેલા સ્વરૂપે કરી અને મથુરાં દ્વારિકાં હસ્તિનાપુર વગેરેમાંની લીલા બીજા સ્વરૂપે કરી.

ભગવાનને શ્રીકૃષ્ણ સ્વરૂપે અવતરવાનું પ્રયોજન શું?

ભગવદ્ વચન એવું છે કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે સાધુઓના રક્ષણ અને પાપીઓના નાશાર્થે હું મનુષ્યાવતાર લેઉં છું.

પૃથ્વી ઉપર કંસ, જરાસંધ, શિશુપાળ, દંતવક્ર, બકાસુર, ધેનુકાસુર આદિ દુષ્ટ આત્માઓ પોતાના અધર્મ્ય વર્તનથી ત્રાસ ફેલાવી રહ્યા હતા અને ધર્મ નષ્ટ થવાના ભયમાં આવી પડયો હતો ત્યારે દેવોએ એ ભય અને ત્રાસ દૂર કરવા માટે ભગવાનને પ્રાર્થના કરી. અને ભગવાને એ ઉપરથી શ્રીકૃષ્ણ સ્વરૂપે અવતાર લીધો.

બીજુ એક કથન એવું છે કે ભૃગુના પુત્ર શુક્રાચાર્ય મહાદેવની આજ્ઞાનુસાર તપ કરવા ગયા ત્યારે દાનવોને સહાય તથા રક્ષણ આપનાર કોઇ રહ્યું નહિ એટલે તે પ્રસંગનો લાભ લેઇ દેવોએ અસહાય અસુરો સાથે યુદ્ધ આરંભ્યું. અસુરો તેથી ગભરાયા અને રક્ષા માટે શુક્રની

માતાને વિનવ્યાં. તેથી તેમણે કહ્યું તમે નિર્ભય રહો હું દેવોને હણીશ અને તમને ઇજા થવા નહિ દેઉ. આ અભયવચનથી દેવો ગભરાયા અને સહાય માટે ભગવાન પાસે ગયા. ભગવાને દેવોને નિર્ભય કરવા ચક્રથી શુક્રની માતાનું માથું ઉડાવી દીધું. ભૃગુએ એ વાત જાણી ત્યારે તેમણે ભગવાનને શાપ આપ્યો કે "તમે નિરંતર છળ કરી આવાં પાપ કર્મ કરો છો અને દુષ્ટ સ્વભાવ રાખો છો તેથી મૃત્યુલોકમાં તમારા અનેક અવતાર થજો અને પાપ કર્મની શિક્ષા તરીકે ગર્ભવાસની યાતના વેઠજો." આ શાપના યોગે શ્રીવિષ્ણુને જે અવતારો લેવા પડેલા તેમાંનો એક કૃષ્ણાવતાર.

વસુદેવ દેવકી કોણ ? 'અને તેમને ત્યાં ભગવાને શા કારણે અવતાર લીધો તે પરત્વે પુરાણ એ જણાવે છે કેઃ—

વસુદેવ (સદાચરણ) દેવકી (દિવ્યબુદ્ધિ) જે સુતપા અને પૃશ્નિ નામધારી દેહમાં હતાં

ત્યારે તેમણે ભગવાને પ્રસન્ન કરી એવી યાચના કરેલી કે અમારે આપના જેવા પુત્રની અભિલાષા છે. ભગવાને તે યાચના સ્વિકારી હતી અને કંસાદિ અસુરોને હણવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે વસુદેવ દેવકીને ત્યાં જન્મ લીધો.

વસુદેવ અને દેવકી કશ્યપ અદિતિના અવતારમાં હતાં ત્યારે તેમને શાપ થયો હતો. કશ્યપને શાપ થવાનું કારણ એ હતું કે એ યજ્ઞ કરવાના પ્રસંગે વરૂણની ગાયો લાવેલા. યજ્ઞ સમાપ્ત થયા બાદ એ ગાયો પાછી આપવા વરૂણે ઘણીવાર કશ્યપને કહ્યું પણ તેમણે તે ઉપર ધ્યાન ન આપ્યું. વરૂણે ખેદ પામી શાપ આપ્યો કે તમારો મનુષ્ય અવતાર થશે અને ગોવાળીયાનું જીવન ગાળજો. તમારી બંને સ્ત્રીઓ પણ તે અવતારમાં તમારી સ્ત્રીઓ થશે અને તમે દુઃખી થશો તમારે કારાગૃહમાં રહેવું પડશે. અને તમારા પુત્રોનો પણ નાશ થશે. એ શાપના

યોગે કશ્યપ વસુદેવ તરીકે અવતરેલા.

અદિતિને શાપ થવાનું કારણ કશ્યપને બે પત્નીઓ દિતિ અને અદિતિ નામની હતી. તેમાંની અદિતિને ઇન્દ્ર નામનો પુત્ર થયો ત્યારે દિતિએ પણ તેવા પુત્રની પ્રાપ્તિ પોતાને થવા કશ્યપને વિનવ્યા. કશ્યપે તે માંગણી સ્વીકારેલી તેથી અદિતિને ઇર્ષા થઇ આવી. તેણે દિતિના ગર્ભનો નાશ કરવા પોતાના પુત્ર ઇન્દ્રને કહ્યું. ઇન્દ્રે તેમ કરવા હા પાડી. ઇન્દ્ર દિતિ પાસે ગયો. અને પોતાને તેમની સેવામાં રાખવા વિનંતી કરી. દિતિએ ભોળપણમાં તે વાત કબુલ રાખી. ઇન્દ્ર સેવાને બ્હાને દાખલ થયો. એક દિવસ તે દિતિના પગ ચાંપતો હતો તેવામાં દિતિ નિંદ્રાવશ થઇ ગઇ.તે સંધિનો લાભ લઇ ઇન્દ્ર યોગબળે દિતિના પેટમાં પેશી ગયો અને ત્યાં રહેલા ગર્ભના કટકા કરી નાંખ્યા અને પછી બહાર નિકળી આવ્યો. દિતિ જ્યારે જાગી અને ગર્ભ નષ્ટ થએલો જોયો

ત્યારે ખેદ પામી અદિતિને શાપ આપ્યો કે તારો હવે પછીનો અવતાર થાય ત્યાં તારા પુત્રોનો નાશ થજો અને તારે કારાગ્રહમાં રહેવાનું થજો. એ શાપના ગોગે કંસના કાકા દેવકને ઘેર અદિતિએ દેવકી તરીકે જન્મ લીધેલો.

એ રીતે કશ્યપ અને અદિતિ વસુદેવ દેવકી તરીકે જન્મેલાં અને ભગવાને એમને ત્યાં કૃષ્ણાવતાર ધારણ કરેલો.

મનુષ્યાવતારમાં રહીને ભગવાને દુષ્ટાત્માઓને હણીનેજ સંતોષ વાળ્યો નથી. રાસલીલા, ગોપીવસ્ત્રહરણ, યમુનાતટે બંસી બજાવવી, કાલીય મર્દન, ગોવર્ધન પર્વતને ઉપાડવો આદિ લીલાઓ કરીને પોતાનો દૈવી પ્રભાવ બતાવ્યો છે. ભગવદ્‌ગીતાના બોધવડે અનન્ય ભક્તિનો મહિમા જણાવી માનવદેહધારીઓ ઉપર અનહદ ઉપકાર કર્યો છે.

રાસક્રીડા, વેણુનાદ, વસ્ત્રહરણ પરત્વે કેટલાક મંદ બુદ્ધિવાળાઓ અને કામ અને લોભથી અંધ

બનેલા પામર જીવો મનઃ કલ્પિત વાતો કરી ભગવાનના વિશુદ્ધ ચરિતને કલંક લગાડવાની પ્રવૃત્તિ કરે છે તેથી તેનો સંક્ષિપ્ત ખુલાસો કરવાની જરૂર છે.

સૌથી પહેલું જણાવાનું એ કે ગોપીઓ સાધારણ સ્ત્રી નહોતી. તેઓ દેવાંગનાઓ હતી. તેમની ભાવના ઉચ્ચ હતી હૃદય વિશુદ્ધ અને અવિકારી હતું. તેમનામાં રહેલો કામ લૌકિક નહોતો. શ્રીકૃષ્ણ તરફની પ્રીતિ, મોહ નહોતો પણ શુદ્ધ અવિકારી નિર્મળ પ્રેમ હતો. તેમણે પોતાની ઇન્દ્રિયોનું સર્વાંશે દમન કરી પોતાને વશ કરી હતી. તેમની બુદ્ધિ તથા મન શ્રીકૃષ્ણ-મય હતાં. શ્રીકૃષ્ણજ તેમના પ્રાણ હતા અને તેમનામાંજ તે ઠરી ગઇ હતી અન્ય વસ્તુ તેમને ગમતી નહિ. શ્રીકૃષ્ણના સંયોગથી એમનો લૌકિક કામ બળીને ભસ્મ થઇ ગયો હતો. એટલે એમનામાં કામ વાસના કે ઉન્માદ ક્યાંથી હોય ?

જો કંઇ વાસના કે ઉન્માદ હતાં તે શ્રીકૃષ્ણના દર્શનને માટે શ્રીકૃષ્ણ નજરે ન પડતા ત્યારે તેઓ ઘેલી બની જતી—ભાન વગરની થઇ જતી. તેમનું જીવન સંન્યાસીઓના જીવન જેવું રાગ વગરનું હતું.

ગોપીકાઓનો સંસારના વિષયો તરફનો અભાવ ઉદાસીનતા અને તેમની પરમાત્મ સ્વરૂપાભિમુખી વૃત્તિઓ સુદૃઢ અને અવિકારી રહે તેટલા માટે શ્રીકૃષ્ણ યમુના તટે બંસી બજાવતા. બંસીનો સ્વર ચંચળતાને ક્ષીણ કરી મનને સ્થીર કરતો. ગારૂડીની મોરલીનો સ્વર સાંભળી નાગ દોડી આવી મુગ્ધ બની સ્થીર થઇ જાય છે તેમ કૃષ્ણની બંસીનો નાદ ગોપીઓને આકર્ષી મુગ્ધ બનાવતો. ચિત્તવૃત્તિઓને બીજા વિષયમાંથી ખેંચી લેઇ આત્માભિમુખી કરતો.

કોઇને આ કહેવું આશ્ચર્યજનક કે અતિશયોક્તિ ભરેલું લાગે પરંતુ નાદની અસર મન

ઉપર કેટલી ઉંડી થાય છે તેનો યથોચિત વિચાર કરવામાં આવે તો એ ભ્રમ દૂર થાય તેમ છે. સામાન્ય મનુષ્યના કંઠનો અગર કોઇ વાજીંત્રનો મીઠો સ્વર કાને આવતાં માંદો કે શોકગ્રસ્ત માણસ ઘડીભર પોતાની પિડા ભુલી જાય છે અને તે નાદમાં લીન થાય છે. રડતું બાળક હાલરડુ ગવાતું સાંભળતાં રડતું બંધ રહી ઉંઘી જાય છે. એ શું કોઇથી અજાણ્યું છે? સડકો ઉપર કુબા લઇ સડક કુટતા મજુરો ગાતા ગાતા કુટવાનું કામ કરે છે; સ્ત્રીઓ ઘંટીએ દળતી વખતે ગાય છે. શા માટે? પોતાને થતો શ્રમ હલકો લાગે તે માટે. જ્યારે સામાન્ય મનુષ્યનો સ્વર આવી અસર ઉપજાવે છે તો ભગવાન શ્રીકૃષ્ણના મુખમાંથી નીકળતો દિવ્ય મધુર સ્વર વ્રજવાસીઓને અને ગોપીકાઓને સંસારની વિડંબનાઓ અને તેનાં દુઃખ ભુલાવી પરમ આનંદમાં મુગ્ધ કરી દે તેમાં નવાઇ શી? એ

નાદ તો વૃત્તિઓને પરમાત્મ સ્વરૂપ તરફ દોરી જનાર હતો. વેણુનો નાદ એ ૐકારનો બ્રહ્મનાદ હતો. ગોપીકાઓના અંતરમાં વિકાર ન થાય તેમનો અવ્યભિચારી ભાવ દૃઢ રહે,વૃત્તિઓ નિષ્કામ બની પરમાત્માને વળગેલી રહે તે માટે ભગવાન બંસી વારંવાર બજાવતા બંસીનાદનું રહસ્ય આ.

રાસલીલા–ક્રીડા. ભકિતરસ (એટલે કે ભજનના આનંદ)ની જ્યાં પુરી જમાવટ થાય તે રાસ. ભજનની ખરી જમાવટ થઇ હોય છે ત્યારે સર્વ વિષયો ભુલી જવાય છે અને વૃત્તિઓ પ્રભુ તરફ વળી જાય છે. ભકિત રસમાં લીન થએલો ભકત કામનાથી મુકત બને છે. સંસારના વિષયો ઉપરથી તેનું મન ઉઠી જાય છે, અને પ્રભુમાં પરોવાય છે. આવી ભાવના થાય ત્યારે પ્રભુ તેને દર્શન દે છે તાત્પર્ય નિષ્કામ ભકતના શુદ્ધ અંતઃકરણમાં પ્રભુ આત્મપ્રકાશ પાડે છે અને ત્યારે તેને બધું જગત્ પ્રભુમય જણાય છે.

ગોપીકાઓની આવી અવસ્થા થએલી હોવાથી તેમને સર્વ કૃષ્ણમય લાગતું. એ દશા ટકાવી રાખનારી લીલા તે રાસ-ક્રિડા. તે રાસ ક્રીડાની ગોપીઓ સંસ્કારી મનની વૃત્તિઓ સદ્‌વૃત્તિઓ આત્માને મધ્યભાગમાં રાખી મનોવૃત્તિઓ તેની આસપાસ ફર્યા કરે એ ઉત્તમ દશા કહેવાય છે. પરમાત્મામાંજ વૃત્તિઓ રાખનારને ઉત્તમ દશા પ્રાપ્ત થાય છે. રાસ ક્રીડાનો એ અંતસ્થ આશય. એ ક્રીડા માનવી ક્રીડા ન લેખાય. એ તો દૈવી. એમાં કામની ગંધ ન હોય. સ્વાર્થ ન હોય, ઉપાધિ ન હોય; આવા દૈવી રાસના રસનો ખ્યાલ ક્ષુદ્રલૌકિક શ્રૃંગાર રસમાં રચ્યા પચ્યા રહેલા પામર જીવોને કયાંથી આવી શકે? કાચની બંગડીઓ વેચનાર હીરાની બંગડીની કિંમત શી રીતે કરી શકે? ભક્તિરસનું પાન કરનાર સુખદુઃખ અને સંસારની વિટંબનાને ભુલે છે. વ્રજવાસીઓને, ગોપીઓને સર્વ વિડંબનામાંથી મુક્ત કરવા

શ્રી કૃષ્ણપ્રભુએ રાસક્રીડા રચેલી.

અત્રે એવી આ શંકા થાય કે રાસ ક્રીડામાં ભગવાને ગોપને કેમ ન ભેળવ્યા? ગોપીકાઓનેજ કેમ ભેળવી? તેનો ખુલ્લાસો એ કે પોળ મોટી હોય તેમાં ઘર પણ ઘણાં હોય પણ જમવાનું કહેવું હોય તો જેમની સાથે આપણો સ્નેહ સંબંધ હોય તેનેજ કહેવાય વ્રજ ઘણું મોટું હતું છતાં શ્રીકૃષ્ણ ઉપર અનન્યભાવવાળો પ્રેમ માત્ર ગોપીઓનો હતો. તે શ્રીકૃષ્ણનાં સ્નેહીજન હતાં તેથી તેમને રાસમાં આમંત્રણ થતું. ગોપીકાઓની સાથે રાસમાં રમીને પણ શ્રીકૃષ્ણે તો જગત્‌ને બતાવ્યું કે "હું નિર્લેપ અને અવિકારી બ્રહ્મચારી છું."

વસ્ત્રહરણનું તાત્પર્ય શ્રીકૃષ્ણ પ્રભુએ ગોપીકાઓ ( ચિત્ત વૃત્તિઓ )ને સકામ ( બાહ્ય ઉપાધિઓથી બીડાયલી ) જોઇ ત્યારે તેમનાં વસ્ત્ર હરી લીધાં ( ઉપાધિઓ ખેંચી લીધી )

અને પોતાની પાસે આવવા કહ્યું (તેમનાં ચિત્ત ઠેકાણે લાવવા સ્વ. પ્રકાશ પાડયો) ભાવાર્થ તેમની વિવેક બુદ્ધિ દુર્વૃત્તિઓથી ઘેરાઈ પડી હતી તે બંધનમાંથી તેને મુક્ત કરી ઉપાધિઓને ખેંચી લેવી એનું નામ વસ્ત્ર હરણ; વિવેક બુદ્ધિને બંધનમાંથી મુકત કરી સ્વ. સ્થાને લાવી મુકવી તેનું નામ વસ્ત્રદાન.

કાળી નાગદમન—યમુના એટલે મુમુક્ષુજનનો જીવન પ્રવાહ તે પ્રવાહમાં નાગ એટલે કાળે આવીને જળ વિષમય કર્યું હતું. પ્રભુએ તે જોયું કામને ૧ ી દાબ્યો. ભગવાનના પગનો સ્પર્શ થતાં કામ શાન્ત થઇ ગયો. પ્રવાહનું જળ વિષ વગરનું થઇ ગયું. કામ રૂપ નાગના વિષની બુટ્ટી ભગવત્ સ્મરણ છે. એ સ્મરણ નિરંતર હૃદયમાં રાખવાથી કામના વિષની અસર થતી નથી.

ગોવર્ધનોદ્ધારણ. ગોપો સામાન્ય કોટિના મનુષ્ય, શ્રીકૃષ્ણ ભગવદ્ અવતાર હતા. આપત્તિ

વિપત્તિરૂપ વરસાદની મુસળધારા આત્મ સ્વરૂપનો અનુભવ કરેલાને ઇજા કરી શકિત નથી. એટલે પ્રભુએ સમીપસ્થ ગોપો (સંસારીજનો)ને આશ્રય આપી તેમની રક્ષા કરી.

શ્રીકૃષ્ણ ભગવાનની લીલાઓનું રહસ્ય ઉપર પ્રમાણે છે.

શ્રીકૃષ્ણ ભગવાનમાં વિરાગ, બળ, ચતુરાઇ, બુદ્ધિ, જ્ઞાન આદિ ગુણો હતા. એવા દૈવીગુણ વિભૂષીત ઉત્તમોત્તમ પુરૂષને અને સંન્યાસિની જેવી ગોપીઓને વ્યભિચારી કહેવાની જે મંદ બુદ્ધિ વ્યકિતઓ ધૃષ્ટતા કરે તેઓ તે દ્વારા પોતાનું અજ્ઞાન અને પાપ બુદ્ધિ બહાર પાડે છે. કારણ, જો શ્રીકૃષ્ણ તેમજ ગોપીઓનું ચરિત એવું દુષીત હોય તો શ્રી શુકદેવજી જેવા જ્ઞાની અને યોગી તેમનું ચરિત કહી સંભળાવે ખરા? કહેવાની ઇચ્છા પણ થાય ખરી? અને મરણ માટે તૈયારી કરી બેઠેલા પરિક્ષીત સાંભળે પણ

ખરા ? ઉદ્ધવજી જેવા જીવન્મુકત, ચૈતન્ય અને ગૌરાંગ જેવા વિતરાગી પુરૂષો, નરસિંહ મહેતા અને મીરાંબાઇ જેવા નૈષ્ઠીક આરૂઢ ભકતો મુકત કંઠે શ્રીકૃષ્ણના ગુણનું ગાન અહોરાત્ર કરે ખરા ?

પણ એવું દૂષણ શ્રીકૃષ્ણ ભગવાન અને ગોપીકાઓને લગાડવામાં આવે છે તેનું કારણ આજના જમાનાના કેટલાક ઉદરંભર આડંબરી ગુરૂઓ અને આચાર્યો પ્રભુના દાસ મટી કૃષ્ણ-રૂપ બને અને પોતાની પામર સેવીકાઓને ગોપીકાઓ બનાવી નીચ અને નિઘં પાપી ચેષ્ટાઓ કરતા સંભળાય છે તે છે. આવી અઘટિત ચેષ્ટાઓ થતી હોય ત્યાં વિશુદ્ધ ભક્તિ અને દૈવી રાસ વગોવાય તેમાં આશ્ચર્ય શું ? અસ્તુ !

એ તો નિર્વિવાદ વાત છે કે શ્રીકૃષ્ણ, પરમાત્માનો અવતાર હતા. યશોદા માતાને મોઢામાં વિશ્વ દેખાડયું, અર્જુનને વિરાટ્ સ્વરૂપ બતાવ્યું,

અક્રુરજીને યમુનામાં સ્નાન કરતી વખતે દર્શન દીધું, પોતાનો કારાગ્રહમાં જન્મ થતાંજ માતા દેવકીને તથા પિતા વસુદેવને ચતુર્ભુજ સ્વરૂપે દર્શન દીધું અને જણાવ્યું કે હું માનવ અવતાર ધારી પરમ પુરુષ છું. આ બધા પ્રસંગ જણાવે છે કે શ્રીકૃષ્ણ ભગવાનનો અવતાર હતા.

શ્રીકૃષ્ણને યશોદામાતાએ કહ્યું કે, અલ્યા ! તારા ગોઠીઆ કહે છે કે તેં માટી ખાધી છે. માટે તારૂં મોઢું ઉઘાડ–કૃષ્ણ કહે છે મા, (**सर्वे मिथ्याभिशं सिन:**) એ બધા ખોટું કહે છે. જુઓ મારૂં મોઢું, એમ કહી મોઢું ઉઘાડે છે. માતા મોઢું જુએ છે. માટીને સ્થાને આખું વિશ્વ મોઢાંમાં દેખે છે. સ્તબ્ધ બની જાય છે, અને કહે છે "હું વ્રજેશ્વરની સ્રી છું, નંદ મારા પતિ છે, આ મારો પુત્ર છે, આ ગાયોનું ધન, ગોવાળો, ગોપીઓ વગેરે મારાં છે એવી કુમતિ (ગેરસમજી) જેની માયાથી થાય છે તે ભગવાન

મારી ગતિ થાઓ." આમ માતાને વૈષ્ણવી માયા દેખાડી.

અર્જુનને વિરાટ સ્વરૂપ બતાવ્યું ત્યારે તે હાથ જોડીને કહે છે "ભગવાન્! પ્રમાદથી સ્નેહથી આપને સામાન્ય મિત્ર માનીને મેં, હે કૃષ્ણ, હે યાદવ, હે સખા એવા હલકટ વચનથી એકલા હો ત્યારે અગર બીજાઓની સમક્ષ આપને બોલાવ્યા હોય તે સર્વ અવિવેક અને અપરાધ માટે ક્ષમા યાચું છું. આપ મુમુક્ષુઓએ જાણવા યોગ્ય અક્ષર બ્રહ્મ છો, વિશ્વના આશ્રય રૂપ છો, સનાતન પુરૂષ છો આપના અપાર મહિમાની મને માહિતિ નહોતી.

એમને જેમણે પૂરા ઓળખ્યા છે તે તો મુક્ત કંઠે કહે છે એમનું જીવન ત્યાગમય હતું. એમણે કશામાં આસક્તિ રાખી નથી. જન્મ થતાંજ જન્મ દાતા માતા પિતાથી છુટા પડયા, પાળક માતા પિતાને પણ પ્રસંગ આવે છોડયાં,

પ્રાણ સમાન વ્હાલી ગણેલી રાધા તથા ગોપિકાઓને વ્રજમાં છોડી જવાનો પ્રસંગ આવ્યો ત્યારે જરા પણ સંકોચ ન થવા દેતાં સદાને માટે ત્યાગી, કદી સંભારી નહિ. પોતાનું રાજ્ય પણ બીજાને સોંપ્યું અને સ્વજનો તથા સંબંધીઓને (યાદવાસ્થળીદ્વારા) પ્રથમ વિદાય કરી નિર્વાણ પામ્યા. આથી વિશેષ ત્યાગ કેવો જોઇએ?

અને એમની વત્સલતા? પોતાના અનન્ય ભક્તોના યોગક્ષેમ માટેની એમની કાળજી! એતો જે જાણે છે તેજ જાણે.

કૃષ્ણભગવાન, આચાર્ય સાંદિપને ત્યાં ભણતા હતા તે વખતનો તેમનો સ્નેહી સુદામા ગૃહસ્થાશ્રમી અવસ્થામાં અકિંચન થઇ ગયો હતો અને યદૃચ્છાએ જે મળે તે ઉપર પોતાનો તથા પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવવા જેવી સ્થિતિમાં હતો ત્યારે તેની સ્રીએ કહ્યું ભગવાન તમારા સખા છે-તેમનાં ચરણ કમલનું સ્મરણ કરનારને તે

આત્મા પણ આપે તેવા છે-તો તમે તેમની પાસે જાઓ. પ્રભુ તમારા દુઃખનું નિવારણ કરશે. વિરક્ત અને અયાચક વ્રતધારી સુદામાને યાચવા જવાની વાત ન ગમી, પણ પોતાને ભગવાનનાં દર્શન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે એવું જાણ્યું એટલે જવાની હા પાડી. પત્ની પ્રભુને ચરણે ધરવા માટે થોડા પહુંઆ લુગડાનાં કકડામાં બાંધી આપે છે. સુદામા તે લઈ વિદાય થાય છે. માર્ગમાં જતાં જતાં મનમાં કહે છે **अयंहिपर· मोलाभः उतमश्लोक दर्शनम्** ઉત્તમ શ્લોકનું દશન થશે તે શું ઓછો લાભ છે ? હું ધનની ઇચ્છાથી જતો નથી. દર્શન માટે જાઉં છું. ભગવાનને મંદીરે પહોંચે છે. પ્રભુની અતુલ સમૃદ્ધિ નિહાળી મનને કહે છે કે મારા નિર્માલ્ય પહુંઆનો અહિં શો હિસાબ ! પોટકી સંતાડે છે. સુદામા આવ્યાની ખબર થતાં ભગવાન દ્વારે આવે છે. મિત્રને ભેટે છે અને લાવીને પોતાના

પલંગ ઉપર બેસાડી તેના પગ પ્રક્ષાલેછે અને ચરણ ધોએલું પાણી પોતાને માથે ચઢાવે છે. (શી વત્સલતા !) સ્વયં ભગવાનને પોતાના ભક્તનો આવો સત્કાર કરતા જોઇ રૂક્મિણીજી પણ તેમાં સામેલ થાય છે. લક્ષ્મીહીન, લોક નિંદાનું પાત્ર અધમભિક્ષુકનું પુણ્ય બળ કેટલું ? સુદામા તો મુગ્ધ થઈ જાય છે. પહુંઆની પોટકી નજરે ન ચઢે તે માટે બહુ કાળજી રાખ્યાં જાય છે. ભગવાન ભક્તની મનોગત જાણતા હોવાથી પહુંઆની પોટકી ખેંચી લઇ તેમાંથી એક મુઠી ખાય છે—સુદામાનું દારિદ્રય હરિ લે છે. સુદામાને એક રાત્રિ રાખે છે. બીજે દિવસે સવારે સુદામા રજા માગી વિદાય થાય છે. ભગવાન કાંઇ કહેતા બોલતા નથી. સુદામા જરાપણ મનમાં એવો વિચાર નથી લાવતા કે ભગવાને મને કેમ કાંઇ ન આપ્યું ? ઉલટા એમજ મનમાં કહે છે કે, શું, ભગવાનને એવો વિચાર આવ્યો હશે ? કે

આને ધન આપીશ તો એ નિર્ધન ધનના યોગથી ઉન્મત્ત બની મને ભુલી જશે! અને તેથીજ મને થોડું સરખું પણ ધન નહિ આપ્યું હોય? ભગવાને જે કર્યું તે સારૂં જ કર્યું. આવો વિચાર કરતાં પોતે ઘેર પહોંચે છે. ત્યાં અનાયાસ મળેલી સમૃદ્ધિ જોઇ કહે છે," દુર્ભાગી અને ખરે ખરો દરિદ્રી એવો હું તેને આ સમૃદ્ધિ પ્રાપ્ત થઇ તે યદુત્તમનાં દર્શનનોજ પ્રતાપ. માટે પ્રભુ હું તો એજ માગું છું કે મને આપનુંજ દાસત્વ જન્મોજન્મ મળજો (दास्यं पुनर्जन्म निजन्म निस्पात)

દ્રૌપદીની સંકટ સમયની પ્રાર્થના સાંભળતાં ચીર પૂરવા દોડી આવ્યા. દુષ્ટ દુઃશાસન ચીર ખેંચતો ખેંચતો થાક્યો પણ પોતે ચીર પૂરતાં ન થાક્યા. દુષ્ટ દુર્યોધનની શિખવણીથી દુર્વાસા શિષ્ય સમુહ સાથે મધ્યાન્હ વીતે પાંડવોના વનવાસમાંના આશ્રમે આવ્યા અને સર્વને માટે ભોજન માગ્યું. દ્રૌપદી ગભરાયાં પણ દીનબંધુનો

પૂર્ણ ભરોસો હતો એટલે ઋષિને કહ્યું સ્નાન કરી આવી પ્રસાદ આરોગો. ઋષિ શિષ્યો સાથે નદીએ ગયા. દ્રૌપદીએ પ્રભુને પ્રાર્થ્યા. દીનવત્સલ તુરત આવ્યા. અક્ષયપાત્રને ચોંટી રહેલું ભાજીનું જરા જેટલું પાન પ્રાશન કર્યું. નદી ઉપર સ્નાન કરતા ઋષિ સમૂહની ક્ષુધાની ત્યાંને ત્યાં તૃપ્તી થઇ ગઇ અને ત્યાંથીજ બ્હારોબ્હાર વિદાય થઇ ગયા. દ્રૌપદીની લજ્જા રહી. દુર્યોધનના મેવાને ત્યાગી વિદુરની ભાજી આરોગ્યા હતા. મથુરામાં પોતે ગયા ત્યારે કંસના દરબારમાં જતી વખતે પોતાને બંધ બેસતાં વસ્ત્રો તૈયાર કરનાર દરજીને, હાર પહેરાવનાર સુદામ માળીને, ત્રિવક્રા નામની ખુંધી સૈરંધ્રીને તેમનાં અભિષ્ટ આપ્યાની વાત શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધમાં મોજુદ છે. આવા અસંખ્ય દાખલાઓ છે કે જે શ્રીકૃષ્ણ પ્રભુની આપ્ત જનો અને ભક્તો પ્રતિની વત્સલતા દેખાડી આપે છે.

પોતે પરમ યોગેશ્વર હતા તેની સાક્ષી ગીતા આપી રહી છે. ગીતા એવો તો અસામાન્ય અને અદ્દભૂત ગ્રંથ છે કે યુરોપ અને અમેરીકામાં કેટલીક વ્યક્તિઓ એનું નિત્ય પઠન કરે છે એનું પ્રવચન અદ્વૈત જ્ઞાનના અમૃતને વર્ષાવનારૂં, આ અસાર અને દુઃખરૂપ સંસારનો મોહ છોડાવનારૂં ઉપદેશથી ભરપૂર, સર્વ ઉપનિષદોના સારરૂપ અને મોક્ષના માર્ગનું દર્શક છે. એ દ્વારા ભગવાન એમ જણાવે છે કે અનન્ય ભક્તિથી દેખાવા તથા જાણવા હું જેવો શક્ય છું તેવો બીજા કોઇપણ સાધનથી શક્ય નથી. મને જાણવાનો તથા પ્રાપ્ત કરવાનો એજ એક માર્ગ છે. ભક્તિ-માર્ગ બીજા માર્ગ કરતાં સરળ છે એવું જણા-વવા માટે ભગવાન કહે છે કે જેવા ભાવથી મને જે ભજે છે તેવા ભાવથી હું તેને સાંભળુ છું. મને કોઇ વ્હાલો નથી તેમ અળખામણો નથી. તોપણ જે સર્વ પ્રાણીના કલ્યાણની ઇચ્છા રાખે

છે, સર્વને પોતાના જેવુંજ સુખ અને દુઃખ લાગે –થાય–એમ જાણે છે, કોઇને પણ દુઃખ થાય તેવુ વર્તન રાખતો નથી અને મારામાંજ પોતાનું ચિત્ત પરોવેલું રાખે છે, તે, મને ઘણો વ્હાલો લાગે છે અને તેને હું મારો ખરો ભક્ત ગણું છુ અને મારી પરાભકિત તેનેજ પ્રાપ્ત કરાવું છુ મારી પ્રસન્નતા મેળવવા માટે યજ્ઞની, ધનની કે મણીમાણેકની હું અપેક્ષા રાખતો નથી. હું ભાવ (અવ્યભિચારી ભકિત)ની ઇચ્છા રાખુ છું. ભક્તિ પૂર્વક જે કોઇ મને પત્ર પુષ્પ, ફળ કે પાણી અર્પણ કરે છે તેનો હું પ્રેમથી સત્કાર કરૂં છું અને એવા મારા અનન્ય ભકતની હું સર્વ રીતે સંભાળ રાખુ છું. (તેના દૃષ્ટાન્ત નરસિંહ મહેતા, મીરાંબાઈ વગેરે ભકતો છે અર્જુનને પણ પોતે એજ કહે છે કે તું સર્વ ધર્મને (વિષયો પરત્વેની આસકિતને) છોડી દેઇ મારૂં શરણ ગ્રહણ કર. તારાં સર્વ પાપોમાંથી હું તને મુકત કરીશ.

આવો અપૂર્વ ઉપદેશ કરનાર યોગેશ્વરમાં વ્યભિચારનો (અણુ જેટલો પણ) અંશ સરખો હોય કે સંભવી શકે ?

અને આવા પુરૂષોત્તમનેજ રટી રહેલી ગોપીકાઓમાં પણ વ્યભિચારનો ભાવ હોઇ શકે ?

ગોપીઓનો ભાવ પ્રભુ પ્રતિ વિકારી ન હોતો. કેવળ શુદ્ધ અવિકારી હતો. પોતાના પ્રાણ શ્રીહરિમાં પરોવ્યા હતા. જીવો જો કે પરમાત્માના અંશ છે તો પણ જ્યાં સુધી પરમાત્માને શરણે તે ન જાય ત્યાં સુધી પરમાત્મા તેમના તરફ નજર નથી કરતા. એ જીવો માયાને પરી (દુર) કરી ઇશ્વર પ્રતિવૃત્તિ ફેરવે છે, કે તુરત પ્રભુની નજર તેમના ઉપર પડે છે. એ જીવોનુ ચિત્ત પ્રભુમાં પરોવાઇ જાય છે ત્યારે પ્રભુ તેમને અંગીકાર કરે છે. ઉઠતાં બેસતાં હરતાં ફરતાં ખાતાં પીતાં સર્વ ક્રિયામાં ગોપીઓ શ્રીહરિનું સ્મરણ જારી રાખતી. તેમનું મન સર્વ વખત

હરિમાંજ લાગેલું રહેતું. હરિ વિનાનું જીવન તેમને અકારું થઇ પડતું. પ્રભુ પ્રેમદ્વારા તેમણે જગત્‌ના વ્યાપારને અને સંસારી જીવનને મિથ્યા કરી શ્રીકૃષ્ણમયી વૃત્તિ કરી હતી. એજ એમનો સંન્યાસ. ગેરૂવાં વસ્ત્ર કે કમંડળ એમણે ગ્રહણ કર્યાં નહોતાં.

શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના પૂર્વાધના ૨૯માં અધ્યાયના ૩૧ મા શ્લોકમાં ગોપીઓ ભગવાનને કહે છે, સઘળા વિષયોનો સંપૂર્ણ રીતે ત્યાગ કરીને અમે આપની પાસે આવી છીએ. આપના વિના અમને સર્વ વ્યાપાર દુઃખદ લાગે છે. તેથી અમારે સંસારમાં પાછાં જવું નથી સંસારને ત્યાગી અમે સંન્યાસ સ્વિકાર્યો છે માટે અમારી ઉપર કૃપા કરો." વળી જ્યારે ભગવાન અંતર્ધાન થાય છે ત્યારે વ્યથીત થઇ જવાથી ગોપીકા ગીતથી મનોવેદના બહાર પાડે છે તેમાં પણ એક પદમાં જણાવે છે સંસારના ભયથી

ત્રાસીને અમે આપના ચરણમાં અમારાં મસ્તક રાખ્યાં છે તે ઉપર આપનો અભય આપનારો હાથ મુકો અને અમારા હૃદયમાં કામવિકાર હોય તો અમારી છાતી ઉપર આપનાં ચરણ કમળ રાખી તેનો નાશ કરો"—આવા ઉચ્ચ ભાવવાળી ગોપીકાઓ સામાન્ય સ્રીઓની કોટીમાં શી રીતે મુકાય? અને તેમના અવિકારી વિશુદ્ધ પ્રેમને વ્યભિચાર કેવી રીતે ગણી શકાય?

ભગવાન કહે છે કે જેઓ જે ભાવથી મને ભજે છે તે ભાવથી હું તેમને ચાહું છું. ગોપીઓની શ્રીકૃષ્ણ પ્રતિની ભકિત—પ્રેમ અનન્ય-ભાવવાળાં હતાં. એમણે શ્રીકૃષ્ણને પતિભાવથી ભજ્યા તો પ્રભુ તેવા ભાવથી તેમની સાથે રહ્યા પણ એ રહેવું. રમવું લૌકિક નહોતું. એ પતિ-ભાવ ગ્રહસ્થાશ્રમીઓના પતિભાવ જેવો નહોતો. દૈવી અને અવિકારી તેમજ દોષ મુકત હતો. એ ભાવનો ખ્યાલ, જેના હૃદયમાંથી અજ્ઞાન ખસી ગયું હોય તેનેજ આવે બીજાને ન આવે.

પતિભાવ જણાવવાનો હેતુ એ કે સ્ત્રી અને પતિનો જેવો સંબંધ આ સંસાર પરત્વે છે તેવો સંબંધ જીવ અને પરમાત્માની વચ્ચે છે. પતિપત્ની મરતા સુધી ભેગાં રહેવાનાં. તેમની પ્રજા ભલે તેમનાથી જુદી થઇ નિરાળી રહે પણ પતિ અને પત્ની તો નોખાં ન થાય. તે તો એક બીજાને સુખે સુખી અને દુઃખે દુઃખી થવાનાં ભિન્નભાવ નહિ રહેવાનો. એક વસ્તુમાં બીજી ઉમેરીએ તો બે વસ્તુ થાય. પણ પતિ પત્નીના દેહ જુદા છતાં તે એક ગણાય છે. સાગરમાં નદી ભળે તેમ ભલે વ્યવહારમાં તેઓ પ્રસંગોપાત્ત એક બીજા સાથે ચડભડે પણ એ ચડભડાટ એમના ઐકયને છુટું પાડે તેવો નહિ. એ યોગ તો અદ્વૈતજ રહેવાનો. ઘરડાં થાય તો પણ અન્યોઅન્યના સહવાસમાંજ તેમને શાંતિનો અનુભવ થાય છે. એકનું જીવન બીજાના વિના પાંગળુ છતાંએ અનન્ય ભાવમાં પત્ની પતિ

કરતાં ચઢે છે. ૫૦ વર્ષે પત્નીનું મૃત્યુ થયું હોય તો એ પુરૂષ બીજી પત્ની કરવા આકાશ પાતાળ એક કરી દેવા જેવો પ્રયાસ કરે છે. પણ સ્ત્રી ૧૬ વર્ષની કાચી વયમાં બિચારી વિધવા થઇ હોય તો એ અનેક વ્રત ઉપવાસ જપ તપ આદિવડે મનનો સંયમ સાંધી વિષયોને બાળી સંન્યાસી જીવન ગાળે છે અને પતિને વફાદાર રહે છે. ગોપીઓનો શ્રીકૃષ્ણ સાથેનો સંબંધ તેમજ ભકિત-પ્રેમ આવી ઉચ્ચ કોટીનાં હતાં અને તેથીજ કૃષ્ણના રટણમાં દેહ તથા ઘરને ભુલી જતી.

ગોપીઓનો આવો સાચો સંન્યાસ હોઇ તેમને વ્યભિચારી શી રીતે મનાય?

આટલું જાણ્યા છતાં કોઇ ભાનભુલ્યા વિચારમૂઢો શ્રીકૃષ્ણને નિંદે તેને માટે દયારામ-ભાઇના શબ્દોમાં એટલુંજ કહી શકાય કે

જેના મનમાં જેવું રે તેવું તે તો દેખે,
સારાં ને નરતાંરે પોતા સરખાં પેખે.

કુતરાની પ્રકૃતિ ભસવાની છે. સારાને ભસે અને નરસાને પણ ભસે.

કબીરજીએ કહ્યું છે કે

જામેં જીતની બુધ હૈ, ઇતના કર દિખલાય,
વાકો બુરો ન માનીએ બહોત કહાસે લાય;
સુનીએ ગુણકી બારતા અવગુણ લીજીએ નાય,
હંસ ક્ષીરકુ ગ્રહત હૈ, નીરકો ત્યાગી જાય.

સુરજનો પ્રકાશ છાબડુ આડુ ધરવાથી ઢંકાઇ જતો નથી. પામરો, ગમે તેમ બકે શ્રી કૃષ્ણ તો સદા તેમના ભક્તોને માટે "**श्रीकृष्ण शरणंमम**"જ રહેવાના. લગભગ ૫૧૦૦ વર્ષ જેમને થયાને થઇ ગયાં છતાં પણ જે હજી ભારતમાં શ્રીકૃષ્ણ પ્રભુ તરીકે પૂજાય છે તે શું અન્યથા થશે? કદી નહિ. શ્રીકૃષ્ણ પ્રભુ સર્વનું કલ્યાણ કરો. **इति ॐ शांतिः**

# નિવેદન.

એક આના સીરીઝના ત્રીજા અંક તરીકે શ્રીકૃષ્ણપ્રભુનું આ લઘુ પુસ્તક જનસમાજ આગળ મૂકતાં આનંદ થાય છે. તેના લેખક શ્રીયુત હુકમતરાય છોટાલાલ કંથારીયા નડીયાદના વતની છે. તેમણે સેવાભાવે આ લેખ લખી આપ્યો છે.

શ્રીકૃષ્ણપ્રભુ સંબંધી અનેક પુસ્તકો પ્રકટ થયાં છે. તેમાં આ લઘુ પુસ્તક પણ ભાવિક ભક્તોના અંતઃકરણમાં ઘટતું સ્થાન લેશે એવી આશા રાખી શકાય છે.

કૃષ્ણજયંતી ૧૯૮૭ } વિશ્વજ્યોતિ કાર્યાલય
શ્રાવણ વદ ૮ શનિવાર } અડાજણ-સુરત.

ગુજરાતી ભાષામાં સરળ રીતે લખાતું મા

# વિશ્વજ્યોતિ.

આ માસિક પત્રમાં શારીરિ વ્યવહારિક, માનસિક અને આધ્યાત્મિ ઉન્નતિના ઉપાયો, પાશ્ચાત્ય પ્રજા ચાલતી નવીન શોધો, તથા આપા આર્યતત્ત્વજ્ઞાનના વિષયો ચર્ચવામાં આ છે. વિદ્યાર્થી અને સ્ત્રી ઉપયોગી લે ચાલુ વાર્તા વગેરે ઉપયોગી વિષયો તે પ્રતિમાસે પ્રકટ થાય છે.

એક વખત આ માસિકના ગ્રાહક થવા તમને આગ્રહપૂર્વક ભલામણ કરવામ આવે છે. તમે તેના ગ્રાહક થશો તે તમને તમારી ઉન્નતિના ઘણા ઘણા ઉપાયો જાણવામાં આવશે, વાર્ષિક લવાજમ માત્ર સવાત્રણ રૂપિયા. નમુનો મફત.

વિશ્વજ્યોતિ કાર્યાલય અડાજણ-સુરત.